* પ્રકાશન નં. ૨૩૯ *

# જાતમહેનત : આર્થિક પ્રગતિની ચાવી

સંપાદક :

**હસન ભડકોદ્રવી**



પ્રકાશન વિભાગ

દારુલ ઉલૂમ ભરૂચ મહમૂદનગર,
મુ. પો. કંથારીઆ—૩૯૨૧૬૨
તા. જિ. ભરૂચ (Guj.–India)

# ✯ અનુક્રમણિકા ✯





★ બિસ્મિહી તઆલા ★

## પ્રાસ્તાવિક

સાહસ જીવનનું બીજું નામ છે. આ જગતમાં સાહસિક અને પુરુષાર્થી માણસ જ પોતાનું જીવન સુખમય અને સમૃદ્ધ બનાવી શકે છે. જીવનસાગરમાં તે જ માણસ ક્ષેમકુશળ પાર ઊતરી શકે છે અને મંઝિલે મકસૂદ પર પહોંચી શકે છે, જે પોતાની જાતને એમાં ફંગોળવાની હામહિંમત અને આવડત ધરાવતો હોય છે. જીવનના સમુદ્રતટે ઊભા રહીને માત્ર તમાશો જોનાર માણસ કદાપિ મંઝિલને આંબી શકતો નથી. જીવનસંગ્રામમાં ઝૂઝવાની શક્તિ ધરાવનાર વ્યક્તિ જ મરજીવાની પેઠે જીવનસાગરના તળિયે બેઠેલાં હીરામોતીઓને ગોતી અને પામી શકે છે.

આજે દુનિયામાં સાહસિક અને પરાક્રમી જાતિઓ જ સન્માનયુક્ત, સ્વમાનશીલ અને સ્વાવલંબી જીવન વ્યતીત કરી રહી છે. બેકાર, પ્રમાદી અને નિષ્ક્રિય જાતિઓ હડધૂત, શાપિત અને અપમાન યુક્ત જીવન ગુઝારવા લાચાર છે :

**મંઝિલે ઇશ્ક તો મિલા કરતી હૈ જાં-બાઝોંકો**
**ઐસે વૈસે તો યૂંહી રાહમેં મર જાતે હૈં**

બેકારી જીવનનું સૌથી મોટું કલંક છે. મુસ્લિમ સમાજમાં બેકારી વ્યાપકરૂપે જોવા મળે છે. આ કહેવામાં લગીર સંકોચ અને અતિશયોક્તિ નથી કે આપણા પૈકી

અમુકને તો બેકારી બહુ સદી ગઈ છે. નવરા બેસી નખખોદ વાળવામાં આપણને એબ જેવું કશું લાગતું નથી. બેકારી અને પરાવલંબન આપણાં ઓળખચિહ્નો બની ગયાં છે !

જો બેકારી અને પછાતપણાના કલંકને ભૂંસવું હશે અને આર્થિક રીતે સક્ષમ બનવું હશે તો આપણે ઈસ્લામ-ચીંધ્યા માર્ગે જીવનનિર્વાહના વિવિધ ક્ષેત્રોમાં ઝુકાવવું પડશે. આ એક નક્કર વાસ્તવિકતા છે કે કામધંધા, વેપાર-વણજ, હાથકારીગરી, હાથકમાણી અને હુન્નર ઉદ્યોગમાં કોઈપણ કોમની આર્થિક સિદ્ધિ અને સમૃદ્ધિનું રહસ્ય સમાયેલું છે. દુનિયાની જે કોમોએ આ રહસ્યને પામી લીધું તે આગળને આગળ ધપતી જાય છે. જ્યારે હલાલ કમાણીના સંદર્ભમાં ઈસ્લામે સૂચવેલા અનન્ય માર્ગદર્શનને અવગણવાને કારણે આપણે ભારે પછડાટ ખમવી પડી છે.

બેકારી અને આર્થિક પછાતપણાની ખીણમાં કણસતી અને સબડતી મુસ્લિમ કૌમને આર્થિક પ્રગતિ, સામાજિક સુધારણા અને દુનિયા તથા આખિરતની સફળતા મેળવવાના માર્ગમાં પ્રેરણાસ્રોત પૂરો પાડવાના નેક આશયે આ કિતાબ લખવામાં આવી છે. કિતાબમાં ટાંકેલાં પ્રેરક પ્રસંગો, બોધ-કથનો અને ઉપદેશો બેકારીનિવારણની દિશામાં કંઈક વિચારવાનો અને આજીવિકાલક્ષી ક્ષેત્રોમાં કદમ માંડવાનો મુસ્લિમ સમાજને ઉત્સાહ અને સંકલ્પ અર્પણ કરશે એવી આશા.

અહકર,

**હસન ભડકોદ્રવી**

ખાદિમ : પ્રકાશન વિભાગ

દારુલ ઉલૂમ ભરૂચ, કંથારીઆ

# જાતમહેનત : આર્થિક પ્રગતિની ચાવી

## કુર્આનની રોશન મિસાલ

આર્થિક પ્રગતિ અને સુધારણાના માર્ગમાં કુર્આને મજીદ અને હદીસ શરીફની રોશન મિસાલો આપણી સામે છે. અલ્લાહ તઆલાએ પોતાના મુઅમિન બંદાઓને રોઝી કમાવવાનો અને એના માટે અલ્લાહ તઆલાની ફેલાયેલી જમીનમાં પ્રસરી જવાનો હુકમ ફરમાવ્યો છે :

> "જ્યારે નમાઝ પઢી લેવામાં આવે તો જમીનમાં ફેલાઈ જાઓ અને અલ્લાહ તઆલાનો ફઝલ એટલે કે એની રોઝી તલાશ કરો." (સૂરએ જુમ્અહ)

આ આયતમાં નમાઝ અને હલાલ કમાણી બંને અમલને એક સાથે બયાન કરીને આ ઈશારો કરી દીધો છે કે મુસલમાનો પહેલાં નમાઝ પઢે અને ત્યાર બાદ રોઝીની તલાશમાં લાગી જાય. આ બંને અમલોને એકબીજાથી અલગ કરી શકાતા નથી. નમાઝ વિના વેપાર અથવા કોઇ પણ કામધંધો અને વ્યવસાય કલંકરૂપ છે. નમાઝી વેપારી, નમાઝી ધંધાર્થી અને નમાઝી મઝદૂર અલ્લાહ તઆલાના ફઝલ અને ઇનામને પાત્ર છે.

દીન–દુનિયા માટે કોશિશ અને અમલ જ એક એવો માપદંડ છે, જેના પર અલ્લાહ તઆલા પોતાના બંદાઓને પારખે છે. બંદા જેટલા ઈખ્લાસથી એમાં જોડાશે, તેટલા જ પ્રમાણમાં સંજોગો એમના માટે અનુકૂળ બનતા જશે, એના જ અનુસાર જીવન મધુર બનશે અને સલામતી તથા સમૃદ્ધિ પોતાનો છાંયડો લાંબો કરશે. ઇસ્લામ આનું નામ નથી કે માત્ર દુનિયા જ આપણો જીવનધ્યેય બની જાય અને ઈસ્લામ આનું નામ પણ નથી કે દુનિયાથી બિલકુલ મોઢું ફેરવી લેવામાં આવે અને એવી ચીઝોને પણ છોડી દેવામાં આવે, જેમના અસ્તિત્વ અને ઉત્પાદન માટે આપણે એમને કરવી જરૂરી છે. અલ્લાહ તઆલા ફરમાવે છે :

"(હે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !) આપ એમને ફરમાવી દો : કોણે અલ્લાહ તઆલાની શોભા (લિબાસ)ને હરામ ઠેરવી દીધી છે, જે તેણે પોતાના બંદાઓ માટે બનાવી છે અને કોણે (અલ્લાહે બક્ષેલી) ખાવાની પવિત્ર વસ્તુઓને હરામ કરી દીધી છે ? આપ ફરમાવી દો : આ બધી વસ્તુઓ દુન્યવી જીવનમાં ઇમાન લાવનારાઓ માટે છે અને કિયામતના દિવસે તો ખાસ એમના જ માટે હશે."
(સૂ. અઅ્રાફ : ૩૨)

સંપૂર્ણ ઈસ્લામ આ છે કે આપણે દુનિયા અને આખિરત બેઉને એવી સુંદર રીતે સાથે રાખીએ કે જેના દ્વારા આપણે આ બંને જગતોની સફળતાઓ અને ખુશીઓને પ્રાપ્ત કરી શકીએ, જ્યાં વ્યર્થ અને બેકાર લોકો માટે કોઇ સ્થાન નથી.

## ઇસ્લામ સંન્યાસને ધિક્કારે છે

અલ્લાહ તઆલાએ એવા લોકોની ઝાટકણી કાઢી છે, જેમણે દુનિયાને બિલકુલ છોડી દીધી હતી. ફરમાવ્યું :

"અને સંન્યાસ તેમણે પોતે જ ઘડી કાઢયું છે, અમે તેમની ઉપર તેને ફરજિયાત બનાવ્યું ન હતું; પરંતુ અલ્લાહ તઆલાની રઝામંદી મેળવવા ખાતર (તેમણે પોતે જ તેને અપનાવી લીધું હતું). પછી તેમણે તેને એવી રીતે નિભાવ્યું નહિ, જેવી રીતે તેને નિભાવવું જોઇતું હતું."

## હિકમત (ડહાપણ)ની વાત

હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મસ્જિદમાં દાખલ થવા માટે આ દુઆ તાલીમ ફરમાવી છે : "અલ્લાહુમ્મફ્તહ્લી અબ્વા-બ રહમતિક" [હે અલ્લાહ તઆલા ! મારા માટે પોતાની રહમતનાં દ્વાર ખોલી દે]. જયારે મસ્જિદમાંથી બહાર નીકળવા માટે આ દુઆ બતાવી છે : "અલ્લાહુમ્મ ઇન્ની અસ્અલુ-ક મિન ફઝ્લિક" [હે અલ્લાહ તઆલા ! હું તારા ફઝલનો સવાલ કરું છું]

હઝરત મવલાના અશરફ અલી સા. થાનવી (રહ.) આ દુઆઓની હિકમત વર્ણવતાં ફરમાવે છે : "સુબ્હાનલ્લાહ, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની શું બલાગત (સારગર્ભિત વાત) છે કે દરેક સમયના અનુસાર દુઆ બતાવી. મસ્જિદમાં દાખલ થતી વખતે આખિરતની નેઅમતોની તલબ હોય છે, તે સમય માટે રહમતની દુઆ

શીખવાડી અને મસ્જિદમાંથી બહાર નીકળ્યા બાદ દુનિયાની તલબ હોય છે, તે સમય માટે ફઝલ (રોઝી)ની તલબ શીખવાડી.

દુન્યવી નેઅમતોને ફઝલ એટલા માટે ફરમાવ્યું કે આ વધારાની બખ્શિશ છે. અસલી બખ્શિશ યા દેણગી તો આખિરતની નેઅમત છે. નેઅમતમાં મળતા વધારાને ફઝલ કહે છે.” (આદાબુલ મુઆશરત : ૨૧૭)

## શ્રમજીવીઓ અને પુરૂષાર્થીઓ માટે ગૌરવપ્રદ વાત

જ્યાં અલ્લાહ તઆલાએ મુસલમાનો માટે આ પસંદ ફરમાવ્યું છે કે તેઓ રાતે સહૂલત પ્રમાણે, યથાશક્તિ કુર્આને કરીમની તિલાવત કરી લે, ત્યાં જ અમુક બીજા લોકોનો પણ ઉલ્લેખ કર્યો છે. ફરમાવ્યું :

“હવે તમે જેટલું કુર્આન સહેલાઇથી પઢી શક્તા હોવ તેટલું પઢો. તે આ પણ જાણે છે કે તમારા પૈકી કેટલાક બીમાર હશે અને કેટલાક લોકો અલ્લાહ તઆલાના ફઝલ (રોઝી)ની શોધમાં સફરમાં હશે અને કેટલાક લોકો અલ્લાહ તઆલાના માર્ગમાં જિહાદ કરતા હશે.”

(મુઝ્ઝમ્મિલ : ૨૦)

ઉપરોક્ત આયતમાં રોઝી ઢુંઢનારાઓ (કામદારો, કર્મચારીઓ, મજૂરો અને ઉદ્યમી લોકો)ને મુજાહિદોથી પહેલાં વર્ણવીને તેમને મહાન આદર અને સન્માનથી નવાઝયા છે.

## નબીએ કરીમ (સલ્લ.)ની ઉત્કંઠા

હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પોતાની ઉમ્મતને મહેનતુ, હુન્નરમંદ અને ઉદ્યમી જોવાનું પસંદ ફરમાવતા હતા :

> "ઇન્નલ્લાહ યુહિબ્બુલ મુઅ્મિનલ મુહતરિફ ..........અલ્લાહ તઆલા હુન્નરમંદ મુઅ્મિનને પસંદ ફરમાવે છે."

ઉપરોક્ત હદીસથી આ બોધપાઠ મળે છે કે મુસલમાનોએ દુનિયાના સઘળાં જાઇઝ અને હલાલ હુન્નર–ઉદ્યોગ શીખવા જોઈએ. બેકાર અને બેહુન્નર રહેવું મુસલમાન અને ઉમ્મતે મુસ્લિમહ માટે અતિ કલંકરૂપ બાબત છે.

પ્રત્યેક તે કામ કરવું ઇબાદત છે, જેનાથી હલાલ રોઝી પ્રાપ્ત થાય. કોઈ હલાલ કામધંધામાં કશી ઐબ નથી. હલાલ રોઝી રળવાને ઐબ સમજવું અને અમુક કામધંધાને તુચ્છ સમજવા જહાલત છે. ઈતિહાસ ગવાહ છે કે મુસલમાનોએ ઝિંદગીના તમામ હુન્નર–ઉદ્યોગોને શીખ્યાં અને એમાં એવી હથોટી અને આવડત પેદા કરી કે પોતાના ખાનદાન અને વંશના બદલે પોતાના વિષય અને કામધંધાના નામથી દુનિયામાં મશહૂર અને મન્સૂબ થયા. જેમ કે, બઝઝાઝ (કપડાંલત્તા વેચનાર), કફ્ફાલ–તાળાં બનાવનાર, ઝુજાજ–કાચના કારીગર, ખર્રાઝ–મોચી, જસ્સાસ–ચૂનો વેચનાર, કત્તાન–રૂ વેચનાર, ખય્યાત–દરજી, હદ્દાદ–લુહાર, સબ્બાન–સાબુ બનાવનાર. ઇતિહાસમાં ઉપરોક્ત ધંધાધાપાનાં

નામથી મહાન અને વિદ્વાન ઉલમા અને મુહદ્દિસો થઈ ગયાં છે, જેમને દુનિયા આજ સુધી યાદ કરે છે અને આ ધંધાધાપા સાથે સંકળાયેલા ઉલમાએ કિરામની ઇઝઝત અને અકીદત પર ગર્વ કરે છે.

આ સઘળાં હસ્તકળાના ધંધા હતાં, જે અલ્લાહ તઆલાના નજીક સૌથી વધુ પવિત્ર કામ લેખાય છે. નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને પૂછવામાં આવ્યું : સૌથી પવિત્ર કમાણી શું છે ? આપે ફરમાવ્યું : "અમલુર્રજુલિ બિયદિહી વ કુલ્લુ અમલિમ મબરૂરિન.... માણસની પોતાના હાથની કમાણી અને પ્રત્યેક નેક તથા હલાલ કામ." (બયહકી)

હઝરત શૈખ શુઅરાની (રહ.) કારીગરોને ઈબાદત-ગુઝાર લોકો પર સરસાઈ આપતા હતા અને કહેતા હતા કે ઈબાદતથી માત્ર આબિદને ફાયદો પહોંચે છે, જ્યારે હુન્નર-ઉદ્યોગથી ઘણાં લોકોને ફાયદો પહોંચે છે. તેઓ કહ્યા કરતા હતા કે કેટલું સારું થાય કે ટેલર પોતાની સોયને અને મિસ્ત્રી પોતાની કરવતને તસ્બીહનો દાણો બનાવી લે અર્થાત્ આ લોકો પોતાનાં કામ પણ કરતા રહે અને સાથોસાથ અલ્લાહ તઆલાની યાદમાં પણ મશગૂલ રહે.

## પયગમ્બરોના કામો

પયગમ્બરો અને બુઝુર્ગોએ હાથકામગીરીના કામો કર્યા છે. હકીકતમાં તેમણે આ વિવિધ પ્રકારના કામો હંમેશા કર્યા નથી, પરંતુ અમુક ટાઈમ સુધી જરૂર કર્યા છે. હઝરત

મવલાના અશરફઅલી સા. થાનવી (રહ.)એ પણ આ વિષે લખ્યું છે.

આપણા મહાન પયગમ્બર હઝરત મુહમ્મદ મુસ્તફા (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને બીજા ઘણાં પયગમ્બરોએ બકરીઓ ચરાવ્યાનું ઇતિહાસે નોંધ્યું છે. હઝરત આદમ (અલૈ.) ખેતી કરતા હતા અને આપે લોટ દળીને રોટી પકાવી હતી. હઝરત ઇદ્રીસ (અલૈ.)એ લેખન અને શીવણકામ કર્યું હતું. હઝરત નૂહ (અલૈ.)એ લાકડીઓ છોલીને કશ્તી-હોડી બનાવી હતી, હકીકતમાં આ કામ સુથારનું છે. હઝરત હૂદ (અલૈ.)એ વેપાર કર્યો હતો. હઝરત સાલિહ (અલૈ.)એ પણ વેપાર કર્યો હતો. હઝરત ઝુલ કરનૈન, જેઓ મહાન મુત્સદ્દી બાદશાહ હતા અને અમુકે તેમને પયગમ્બર પણ કહ્યા છે, તેઓ ટોપલા વણતા હતા. હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ ખેતી કરી હતી અને ઇમારતોનું ચણતરકામ પણ કર્યું હતું, ખાન-એ-કાબાનું પણ ચણતર કર્યું હતું. હઝરત લૂત (અલૈ.) ખેતી કરતા હતા. હઝરત ઈસ્માઈલ (અલૈ.) તીર બનાવીને નિશાન લગાવતા હતા. હઝરત ઇસ્હાક (અલૈ.) અને હઝરત યાકૂબ (અલૈ.) તેમ તેમના સાહેબઝાદાઓ બકરીઓ ચરાવતા હતા. હઝરત યૂસુફ (અલૈ.)એ અનાજનો વેપાર કર્યો હતો, જ્યારે કે તે સમયે દુકાળ પણ પડયો હતો. હઝરત અય્યૂબ (અલૈ.)ને ત્યાં ઊંટ અને બકરીઓના બચ્ચાં મોટા થતાં હતાં અને ખેતી થતી હતી. હઝરત શોએબ (અલૈ.)ને ત્યાં બકરીઓ ચરાવવામાં આવતી હતી. હઝરત મૂસા (અલૈ.)એ ઘણાં વર્ષો સુધી બકરીઓ ચરાવી હતી અને તેમની શાદીની

મહેર પણ બકરીઓ ચરાવવું જ નિયુક્ત થયું હતું. હઝરત હારૂન (અલૈ.)એ વેપાર કર્યો હતો. હઝરત અલ યસઅ્ (અલૈ.) ખેતી કરતા હતા.

હઝરત દાઉદ (અલૈ.) હથિયારો બનાવતા હતા, હકીકતમાં આ લુહારનું કામ છે. હઝરત લુકમાન (અલૈ.) જેઓ મહાન હકીમ અને આલિમ હતા, અમુકે તેમને પયગમ્બર પણ કહ્યા છે, તેમણે બકરીઓ ચરાવી હતી અને હઝરત સુલયમાન (અલૈ.)એ ટોકરીઓ વણી હતી. હઝરત ઝકરિય્યા (અલૈ.) સુથારનું કામ કરતા હતા. હઝરત ઈસા (અલૈ.) એક દુકાનદારને ત્યાં રંગવાનું કામ કરતા હતા.

આ છે આપણા મહાન પયગમ્બરોના હાથના કામો. અલ્લાહ તઆલાથી તેઓ નિકટ હતા, જમીન અને આસમાન પણ તેમના આગમનની રાહ જોતાં હતાં, તેમના એક જ ઇશારાથી ચાંદના બે ટુકડા થયાં હતાં. સમુદ્ર પણ તેમને માર્ગ આપતો હતો, પશુઓ અને પક્ષીઓ જોડે તેઓ વાતો કરતા હતા, અલ્લાહ તઆલાએ હવાને પણ તેમના તાબે કરી દીધી હતી. આટલી રૂહાની શક્તિ, શાન અને દરજ્જો ધરાવતા હોવા છતાં તેમણે કોઇપણ કામો તરફ નફરત અને સૂગ દાખવી ન હતી, શરમ અને સંકોચ અનુભવ્યો ન હતો. આજનો કોઇ ઈન્સાન તેમના દરજ્જાને આંબી શકતો નથી, છતાં તે આવા કામોમાં શરમ અનુભવે છે (ઈન્ના માશાઅલ્લાહ) !

## નબવી યુગનો એક બનાવ

હઝરત અનસ (રદિ.)એ ફરમાવ્યું : અમે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સાથે હતા. અમારા પૈકી અમુકે રોઝા રાખ્યા હતા, અમુકે રોઝા રાખ્યા ન હતા. એક સખત ગરમીના દિવસે અમે એક જગ્યાએ પડાવ નાખ્યો અમારા પૈકી જેની પાસે ચાદર હતી તે સૌથી વધુ છાંયડાવાળો હતો. અમારા પૈકી અમુક લોકો તડકાથી પોતાના હાથ વડે બચી રહ્યા હતા. ફરમાવ્યું : રોઝહદાર તો એક તરફ પડી ગયા અને બિન રોઝહદાર લોકોએ કામ કર્યું, તંબૂ લગાડયાં, જાનવરોને પાણી પીવરાવ્યું. નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : આજના દિવસે તમામ સવાબ રોઝા ન રાખનારાઓએ કમાઈ લીધો.

## કામધંધાની ફઝીલત

નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પોતાની ઉમ્મતને ખૂબ મહેનતુ અને શ્રમજીવી જોવા ચાહતા હતા અને કામચોર તથા આળસુ માણસને ભારે નાપસંદ ફરમાવતા હતા :

“મન અમ્સા કાલ્લન મિન અમલિ યદિહી અમ્સા મગફૂરન્ લહૂ”. (તબરાની)

[અર્થ : જે માણસ પોતાના હાથે કામધંધો કરી, થાકીને સાંજ કરે તો તે પોતાની રાત ગુનાહોથી માફી સાથે વીતાવશે.]

## ફારૂકી યુગનો એક બનાવ

હઝરત ઉમર (રદિ.)ના ખિલાફતયુગનો આ બનાવ ઘણો જ બોધપ્રદ છે. આપના જમાનામાં નમાઝ પછી કેટલાક લોકો મસ્જિદના એક ખૂણામાં આ હેતુસર બેસી રહ્યા કે રોઝીની પ્રાપ્તિ માટે એમણે થોડી ક્ષણો પહેલાં જ દુઆ કરી છે. આ દુઆના પ્રતાપે અલ્લાહ તઆલા એમની રોઝી ત્યાં જ પહોંચાડી દેશે.

હઝરત ઉમર (રદિ.)એ જ્યારે એમને જોયા અને એમની આપવીતી સાંભળી તો પોતાનો કોરડો તાણીને ફરમાવ્યું : આ રીતે હાથ પર હાથ મૂકીને કેમ બેઠા છો ? જ્યારે કે તમે સારી રીતે જાણો છો કે આકાશેથી ન કદી સોનું વરસ્યું છે, ન તો ચાંદી ! શું અલ્લાહ તઆલાએ આ ફરમાવ્યું નથી ? :

"ફ-ઈઝા કુઝિયતિસ્સલાતુ ફન્તશિરૂ ફિલ અર્દિ વબ્તગૂ મિન ફદ્‌લિલ્લાહ." (સૂ. જુમ્અહ)

[અર્થ : પછી જ્યારે નમાઝ પૂરી થઈ જાય તો તમે જમીનમાં ફેલાઇ જાઓ અને અલ્લાહ તઆલાની રોઝી તલાશ કરો.]

નમાઝ અને રોઝી માટે કોશિશ બંને ઈસ્લામી ઈતિહાસમાં અનિવાર્ય રહ્યાં છે. આ પ્રસંગમાં તે બેઅમલ અને નિષ્ક્રિય જમાઅતને ભારે ચેતવણી આપવામાં આવી છે, જે હાથપગ જોડીને, અલ્લાહ પર તવક્કુલ કરીને કોઇ

ખાનકાહ યા કુટિયામાં બેસી રહે છે કે રોઝી તો અલ્લાહ તઆલાએ પોતાના શિરે લઈ લીધી છે. ગમે ત્યાંથી કોઇ પણ રીતે જરૂર મોકલી આપશે. એના માટે લેવાદેવા વિના મહેનત અને મજૂરી કરવાની શી જરૂર છે?

## તવક્કુલનો ગલત ભાવાર્થ

અમુક લોકો શ્રમ, મહેનત અને કામકાજથી બચવા માટે તે હદીસનો આશરો લે છે, જેમાં નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું છે :

"જો તમે લોકો અલ્લાહ તઆલા પર ભરોસો કરો તો તે તમને પક્ષીઓની જેમ રોઝી અર્પણ કરશે, તમે પક્ષીઓને જુઓ છો કે સવારે ભૂખ્યા પેટે પોતાના માળાઓમાંથી નીકળે છે અને સાંજે પેટ ભરીને પાછા ફરે છે." (તિરમિઝી)

આ હદીસ શરીફથી લોકોને આ ગેરસમજ થઇ ગઇ છે કે અલ્લાહ પર તવક્કુલ કરવામાં આવે તો રોઝી આપોઆપ મળી જાય છે અને આ જ ગેરસમજના શિકાર થઈને લોકો કામધંધા દ્વારા રોઝી કમાવાને દુન્યાદારી સમજે છે.

હાલાં કે જો તેઓ જરા વિચાર કરત તો તેમને આ જ હદીસથી મહેનત-મજૂરી કરીને રોઝી કમાવાનો પુરાવો મળી જત, કારણ કે આ હદીસમાં બતાવાયું છે કે પક્ષીઓનું ધરાઇને સાંજે પોતાના માળાઓમાં પાછા ફરવું ત્યારે જ શકય બને છે, જ્યારે કે તેઓ સવારે રોઝીની શોધમાં પોતાના માળાઓમાંથી ભૂખ્યા-તરસ્યા નીકળી જાય છે અને

આખો દિવસ ચરવામાં અને ચણવામાં લાગેલાં રહે છે. જો તેઓ આ જૂઠા તવક્કુલવાળાઓની માફક પોતાના માળાઓમાં બેસી રહ્યા હોત તો એમને રોઝી ન મળત અને તેઓ ભૂખ્યા મૃત્યુ પામત.

હઝરત ઈમામ અહમદ ઇબ્ને હમ્બલ (રહ.)ને કોઇએ પૂછ્યું કે એવા માણસ વિશે આપનો શો અભિપ્રાય છે, જે ઇબાદત માટે ઘર કે મસ્જિદના એક ખૂણામાં ધામો નાખીને બેસી ગયો છે અને કહે છે કે અલ્લાહ તઆલા મને મારી રોઝી અવશ્ય પહોંચાડશે. આ સાંભળીને હઝરત ઈમામ અહમદ ઇબ્ને હમ્બલ (રહ.)એ ફરમાવ્યું : આ માણસ મોટો જાહિલ છે. એને ખબર નથી, હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું છે : "અલ્લાહ તઆલાએ મારી રોઝી મારા ભાલાના છાંયડામાં એટલે કે જિહાદમાં છુપાવી રાખી છે."

એટલે કે રોઝી આકાશેથી ટપકતી નથી, બલકે તેને મહેનત કરીને પ્રાપ્ત કરવામાં આવે છે.

## એક અજીબ પ્રસંગ

હઝરત શકીક બલખી (રહ.) વેપારી હતા. એકવાર વેપારના આશયે સફર પર નીકળતા પહેલાં પોતાના દોસ્ત હઝરત ઈબ્રાહીમ અદહમ (રહ.)ને મળવા ગયા; પરંતુ પોતાની આદત વિરુદ્ધ થોડાંક જ દિવસોમાં સફરેથી પાછા આવી ગયા. બીજા દિવસે જયારે હઝરત ઈબ્રાહીમ અદહમ (રહ.)એ એમને મસ્જિદમાં જોયા તો આશ્ચર્યથી પૂછ્યું કે

શું વાત છે, બહુ જલદી સફરેથી પાછા આવી ગયા ? હઝરત શકીક (રહ.)એ જવાબ દીધો કે શું બતાવું ? એક હેરત પમાડનાર દૃશ્ય જોયું અને હું ત્યાંથી જ ઊલટા પગે પાછો આવી ગયો !

સફર દરમિયાન મેં એક દિવસે એક સૂમસામ જગ્યાએ આરામ કરવા માટે પડાવ નાખ્યો. ત્યાં જ મેં એક પક્ષી જોયું, જે આંખ અને પરવાઝ (ઉડ્ડયન)થી વંચિત હતું. મેં મનોમન વિચાર્યું : ભલા આવી અલગ અને ઉજ્જડ જગ્યામાં આ પક્ષીનો ગુજારો કેવી રીતે થતો હશે ! હજુ હું આ વિષે વિચારી જ રહ્યો હતો કે મેં એક બીજું પક્ષી જોયું, જેની ચાંચમાં કોઈ વસ્તુ દબાયેલી હતી. તેણે આવતાવેંત તે વસ્તુ પોતાની ચાંચમાંથી પેલા પક્ષીની ચાંચમાં નાખી દીધી અને આ પ્રમાણે ઘણીવાર ચક્કર માર્યા. આ રીતે અંધ પક્ષીનું પેટ ભરાઈ ગયું. મેં આ દૃશ્ય નિહાળીને મનમાં કહ્યું : સુબ્હાનલ્લાહ, જયારે આ આંધળા પક્ષીને અલ્લાહ તઆલા આવી નિર્જન અને સૂમસામ જગ્યામાં રોઝી પહોંચાડે છે તો મારે પોતાની રોઝી માટે ગામડે ગામડે અને શહેરે શહેરે ભટકવાની જરૂર શી છે ? જેથી હું ત્યાંથી જ પોતાના ઘરે પાછો ચાલ્યો આવ્યો. હઝરત ઇબ્રાહીમ અદહમ (રહ.)એ આ સાંભળીને કહ્યું : શકીક, તમારા આ પ્રમાણેના વિચારથી મને ભારે નિરાશા ઊપજી છે. ભલા, તમે તે અપાહીજ પક્ષીના જેમ બનવાનું કેમ પસંદ કર્યું, જેનું જીવન બીજાઓના ટુકડાઓ પર કપાઈ રહ્યું છે ? ! તમે એવું કેમ પસંદ ન કર્યું કે તમારું દૃષ્ટાંત તે પક્ષી જેવું હોય, જે પોતાનું પેટ પણ ભરે છે અને

બીજાઓનું પેટ ભરવા માટે પણ કોશિશ કરે છે ? શું તમે ભૂલી ગયા કે ઉપરનો હાથ નીચેના હાથથી અનેક રીતે બેહતર હોય છે ? શકીક બલખી (રહ.)એ જ્યારે આ સાંભળ્યું તો ઉતાવળે ઊઠ્યા અને હઝરત ઇબ્રાહીમ અદહમ (રહ.)ના હાથ ચૂમી લીધા અને કહ્યું : અબૂ ઈસ્હાક ! આપે મારી આંખો ખોલી નાખી. ત્યાર બાદ બીજા દિવસે જ એમણે પોતાનો વેપાર શરૂ કરી દીધો.

ઉપરોક્ત અજીબ કિસ્સાથી આ જાણવા મળ્યું કે દુનિયા દારુલ અમલ (કર્મક્ષેત્ર) છે અને દરેક માણસ કુદરતના પરિણામો તથા તેનો ફઝલોકરમ પ્રાપ્ત કરવા માટે કોશિશ અને મહેનતનો મોહતાજ છે. કોશિશ અને મહેનત વિના કંઈ જ મળી શકતું નથી.

## નાના કે તુચ્છ ધંધામાં નાનમ શેની ?

ઈસ્લામે મહેનત, મજૂરી અને કામકાજનો જે મહિમા બયાન કર્યો છે, તે મજૂરો, કામદારો, કારીગરો અને દુન્યવી જીવનની ગાડી આગળ ચલાવવા માટે કઠોર મહેનત કરનારાઓના સન્માન અને મહાનતા માટે બહુ કાફી છે. સાથોસાથ તેઓ ઉમદા તરીકાઓ, જાઈઝ વ્યવસાયો અને યોગ્ય કામ-કાજ દ્વારા કમાણી કરીને પોતાને ભીખ માંગવાના અપમાન અને બીજાઓના ઓશિયાળા તથા એહસાનમંદ બનવાથી પણ બચાવી લે છે. કામ અને ધંધોધાપો ગમે તેટલો મા'મૂલી અને તુચ્છ હોય; તો પણ તે બીજાઓના ઓશિયાળા, એહસાનમંદ અને પરાધીન બનવાથી બહુ જ બેહતર છે.

હઝરત ઇસ્મઇ (રહ.) એક મોચીની પાસેથી પસાર થયા, જે રસ્તાના કિનારે બેસી લોકોના બુટ–ચંપલ ગાંઠી રહ્યો હતો અને નીચેની કાવ્યપંક્તિઓ લલકારતો જતો હતો :

**વ ઉકુરિમુ નફ્સી ઇન્નની ઇન અહન્તુહા**
**વ હક્કિક લમ તુકરમ અલા અહદિમ બા'દી**

[અર્થ : હું પોતાના નફ્સનું પોતે જ સન્માન કરું છું, કારણ કે જો મેં પોતે જ એને અપમાનિત કરી દીધો તો ખરેખર, મારા પછી કોઇ બીજો માણસ તેનું સન્માન કરવાનો નથી.]

હઝરત ઇસ્મઇ (રહ.)એ તે મોચીને પૂછ્યું : ભલા, તમે આ (હલકટ) કામ કરીને પોતાના નફ્સનું સન્માન કેવી રીતે કરી રહ્યા છો ? તેણે કહ્યું : મેં એનું સન્માન એવી રીતે કર્યું છે કે મેં આ ધંધા દ્વારા એને તમારી જેવા કમીના માણસ પાસે ભીખ માંગવાથી બચાવી લીધો છે.

## હલાલ કમાણીની ફઝીલત અને સવાબ

માણસ જો પોતાની જાતને અને પોતાના પરિવારને મખ્લૂકથી બેપરવા રાખવા માટે હલાલ કમાઈ દ્વારા એમનું ગુજરાન ચલાવે છે તો એનું આ કૃત્ય અલ્લાહ તઆલાની રાહમાં જિહાદ કરવાથી તેમ જ બીજી ઘણી ઇબાદતોથી અફઝલ લેખાય છે. જેમકે નીચેની રિવાયતોથી ફલિત થાય છે.

● રસૂલે મકબૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું છે કે જે માણસ લોકોથી બેપરવા અને નિઃસ્પૃહ બનવા માટે અથવા પોતાના સગાંસ્નેહીઓ અને પડોશીઓની સાથે ભલાઈ કરવા માટે હલાલ કમાણી કરે છે તો કિયામતના દિવસે એનો ચહેરો ચૌદમી રાતના ચાંદની જેમ નૂરવંતો અને ચમકતો હશે.

● ફરમાવ્યું કે સાચો વેપારી કિયામતના દિવસે સિદ્દીકો અને શહીદોની સાથે ઊઠશે.

● આપે ઇરશાદ ફરમાવ્યો કે ધંધાદારી મુસલમાનને અલ્લાહ તઆલા પોતાનો દોસ્ત લેખે છે.

● ઈરશાદ ફરમાવ્યો : ધંધાદારીની કમાઈ બધી જ ચીજોથી વધુ હલાલ છે. શર્ત આ છે કે તે નસીહત (દીનનાં આદેશ–ઉપદેશ) પર અમલ કરે.

● ઈરશાદ ફરમાવ્યો કે સોદાગીરી કે વેપાર કરો, કારણ કે રોઝીનાં દસ ભાગ છે, જે પૈકી નવ ભાગ ફક્ત વેપારમાં છે.

● ઈરશાદ છે કે જે માણસ પોતાના ઉપર સવાલનો દરવાજો ઉઘાડે છે તો અલ્લાહ તઆલા એના પર મુફલિસી અને નાદારીના સિત્તેર દરવાજા ખોલી આપે છે.

● હકીમ લુકમાને પોતાના પુત્રને વસિય્યત કરી કે બેટા, હલાલ રોઝી કમાવવાનું છોડીશ નહિ, કારણ કે જે માણસ મખ્લૂકનો મોહતાજ હોય છે તેનો દીનધર્મ સંકુચિત,

બુદ્ધિ કમઝોર અને મુરુવ્વત (માણસાઇ) ખતમ થઇ જાય છે. પછી લોકો એને તુચ્છ નજરે જોવા માંડે છે.

● એક બુઝુર્ગને કોઇએ પૂછ્યું કે આબિદ બેહતર છે કે અમાનતદાર તાજિર ? એ બુઝુર્ગે ફરમાવ્યું કે અમાનતદાર તાજિર બેહતર છે અને તે જિહાદમાં છે, કારણ કે ત્રાજવા અને લેવડદેવડના પરદામાં શયતાન એની પાછળ લાગેલો છે અને તે શયતાનની વિરુદ્ધ લડી રહ્યો છે.

● હઝરત ઉમર (રદિ.) ફરમાવતા કે હું પોતાની મૌતને એવી હાલતમાં વધુ પસંદ કરું છું કે હું પોતાના પરિવાર માટે બજારમાં હલાલ રોઝી કમાતો કમાતો મૃત્યુ પામું.

ખાસ ● ઇમામ અવઝાઇ (રહ.)એ હઝરત ઈબ્રાહીમ ઈબ્ને અદહમ (રહ.)ને જોયા કે આપે પોતાની ગરદન પર લાકડીઓનો એક ભારો ઉઠાવેલો છે. એમને પૂછ્યું કે આ મેહનતમજૂરી અને પરિશ્રમ કયાં સુધી કરતા રહેશો ? હાલાંકે આપના મુસલમાન ભાઈઓ આપની આ તકલીફને હોંશે હોંશે દૂર કરી શકે છે ? આપે ફરમાવ્યું : ચૂપ રહો, કારણ કે હદીષ શરીફમાં છે કે જે માણસ હલાલ રોઝીની તલાશ માટે ઝલીલ અને તુચ્છ જગ્યાએ ઊભો રહેશે તો એના માટે જન્નત વાજિબ થઇ જાય છે.

● કોઈ માણસ વાંધારૂપે એવું કહે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું છે :

"મને અલ્લાહ એવું ફરમાવતો નથી કે તું માલ એકત્ર કર અને સોદાગર બની જા, બલકે મને તો એવો હુકમ છે કે પોતાના પરવરદિગારની તસ્બીહ પઢયા કર અને હંમેશાં સિજદા કરનારાઓમાં બની રહેજે અને અંતિમ શ્વાસ સુધી પોતાના રબની ઈબાદતમાં તલ્લીન રહેજે."

આ હદીષ શરીફથી પુરવાર થયું કે ઈબાદત કરવી રોઝી રળવાથી બેહતર છે.

આ વાંધાવચકાનો જવાબ આ છે કે જે માણસ પોતાના અને પોતાના પરિવાર માટે જરૂરત પૂરતી માલ-દૌલત ધરાવતો હોય તો એના હકમાં કમાણી કરવા કરતાં ઈબાદતમાં પરોવાવું જ બેહતર અને અફઝલ છે, કારણ કે જે કમાઈ જરૂરતથી વધુ પ્રમાણમાં હોય તેમાં કદાપિ કોઇ ફઝીલત નથી, બલકે નુકસાનકારક છે અને આવી કમાઈ સઘળાં ગુનાહોની સરદાર છે. જે માણસ પોતે માલદાર નથી, પરંતુ લોકો પોતાના પવિત્ર અને શુદ્ધ માલ વડે એની સહાય કરે છે તો એવા માણસે રોઝી ન રળવી બેહતર છે. આ પ્રકારની સહાય લેવી ચાર જાતના લોકો માટે જાઈઝ છે :

[૧] જે માણસ એવા ઈલ્મમાં મશગૂલ હોય જેનાથી લોકોને દીની લાભ થતો હોય અથવા દુન્યવી લાભ થતો હોય. જેમકે ઈલ્મે તિબ્બ (દાકતરી).

[૨] જે માણસ કઝા અને વકફના હોદ્દા પર બિરાજમાન હોય યા લોકહિતના અન્ય કામોમાં વ્યસ્ત રહેતો હોય.

[૩] જે માણસ બાતિની રીતે અલ્લાહવાળાઓ, સૂફીસંતો અને મુકાશફાત (પરોક્ષ દર્શન)નો માર્ગ પામી ચૂકયો હોય.

[૪] જે માણસ ખાનકાહોમાં ઈબાદતગુઝાર અને ઝાહિદ લોકોની સાથે ઇબાદતે ઇલાહી માટે પોતાનું જીવન વકફ કરી ચૂકયો હોય અને લોકો સવાલ કર્યા વગર અને કોઇ જાતનું એહસાન જતાવ્યા વિના રાજીખૂશીથી એની જરૂરિયાત પૂરી કરતા હોય તો આવી સ્થિતિમાં રોઝી ન રળવી બેહતર અને જાઇઝ છે.

પ્રાચીન યુગમાં એક બુઝુર્ગ હતા. એમના ૩૬૦ દોસ્ત હતા. તે બુઝુર્ગ હંમેશા ઇબાદતમાં મશગૂલ રહેતા. આખું વરસ એક રાત એક એક દોસ્તને ત્યાં વીતાવતા અને એ મિત્રો એમને જીવનનિર્વાહથી બિલકુલ નચિંત રાખતા, જેથી તે બુઝુર્ગ શાંતિ અને સંતોષપૂર્વક અલ્લાહની મખ્લૂકને ફાયદો પહોંચાડતા રહે.

એવી જ રીતે બીજા એક બુઝુર્ગના ત્રીસ દોસ્ત હતા અને તેઓ આખો મહિનો એમના ત્યાં એક એક રાત ગુઝારતા હતા.

પરંતુ જો જમાનો એવો હોય કે લોકો સવાલ કર્યા વગર પોતાની મેળે બુઝુર્ગોની ખિદમત કરવા રાજી ન હોય તો પછી પોતાના ગુજરાન માટે મેહનત કરવી જ બેહતર છે, કારણ કે સવાલ કરવો કલંકિત, દૂષિત અને અપમાનજનક છે અને સવાલ તો જરૂરત વખતે જ જાઇઝ થઇ શકે છે.

જો કોઇ મોટા મરતબાવાળા બુઝુર્ગથી લોકોને ફાયદો પહોંચી રહ્યો હોય અને કમાઇ કરવામાં એનું અપમાન થતું હોય તો પછી અમે કહીશું કે એણે જીવનનિર્વાહ માટે કોશિશ ન કરવી જોઈએ.

જે માણસ માત્ર જાહેરી ઈબાદતમાં મશગૂલ હોય અને એનાથી મખ્લૂકને કોઈ ખાસ ફાયદો પહોંચતો ન હોય તો એણે પોતે કામધંધો કરવો જોઇએ.

જો કોઇ માણસ વેપાર અને ધંધાધાપામાં પણ અલ્લાહ તઆલાની યાદ અને ઇબાદતમાં પરોવાતો હોય તો એણે કામધંધો કરવો અત્યંત બેહતર છે, કારણ કે અલ્લાહ તઆલાની સાથે દિલનો સેતુ જોડવો જ તમામ ઈબાદતોનું મૂળ છે.

(હઝરત ઈમામ ગઝાલી રહ. કૃત "કીમયાએ સઆદત"નો એક અંશ)

## જાત મહેનત દ્વારા પ્રગતિ અને સમૃદ્ધિ મેળવવાની કેટલીક બોધપ્રદ મિસાલો

નબવી યુગનો આ બોધપ્રદ અને યાદગાર બનાવ મિલ્લતે ઇસ્લામિય્યહની આર્થિક અને સામાજિક સુધારણામાં માઈલ સ્ટોનની હેસિયત ધરાવે છે, જેમાં નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાના એક તંદુરસ્ત અને લાયકાતવાન સહાબીને કામચોરી અને ફકીરીની લાનતમાંથી બહાર કાઢી, જાતમહેનત અને હલાલ કમાઈના

પ્રગતિશીલ માર્ગે લગાડીને તેમને પોતાની રોઝી પોતે રળવાનો ઉત્સાહ અર્પણ કર્યો હતો :

હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) ફરમાવે છે કે એક અન્સારી સહાબીએ **રસૂલુલ્લાહ** (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં હાજર થઈને પોતાની જરૂરત માટે સવાલ કર્યો. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : શું તમારા ઘરે કશું જ નથી ? અન્સારી સહાબીએ અરજ કરી : હા, એક ચાદર છે, જેનો થોડોક ભાગ અમે પહેરીએ છીએ અને થોડોક ભાગ પાથરીએ છીએ તથા એક પ્યાલો છે, જેનાથી અમે પાણી પીએ છીએ. આપે ફરમાવ્યું : તે બંને ચીઝો મારી પાસે લાવો. સહાબીએ લાવીને આપની ખિદમતમાં રજૂ કરી દીધી. આપે બંને ચીઝો હાથમાં લઇને ફરમાવ્યું : આ બંને ચીઝોને કોણ ખરીદશે ? એક માણસે કહ્યું : હું તેને એક દિરહમમાં ખરીદીશ. પછી આપે એક યા બે વાર ફરમાવ્યું : એનાથી વધુ બીજો કોણ માણસ આપી શકે છે ? બીજા માણસે કહ્યું : હું એને બે દિરહમમાં લઇ શકું છું. આપે આ બંને વસ્તુઓ તેને બે દિરહમમાં આપી દીધી અને બંને દિરહમ તે અન્સારીને આપીને ફરમાવ્યું : આ પૈકી એક દિરહમથી પોતાના ઘરવાળાઓ માટે ખાવા–પીવાની ચીઝો ખરીદીને આપી દો અને બીજા દિરહમથી એક કુહાડી ખરીદી લાવો. તેઓ કુહાડી ખરીદી લાવ્યા. આપે પોતાના મુબારક હાથે એમાં લાકડીનો હાથો બેસાડી દીધો અને ફરમાવ્યું : જાવ, લાકડાં કાપો અને વેચો. હું તમને પંદર દિવસ સુધી જોવા ચાહતો નથી. તે માણસે લાકડાં કાપીને વેચવાનું શરૂ કરી દીધું અને પંદર

દિવસ પછી તે આપની ખિદમતમાં હાજર થયા તો તેમની પાસે પોતાની કમાઇના દસ દિરહમ હતા, જે પૈકી થોડાક દિરહમથી એમણે કપડાં ખરીદયાં અને થોડાક દિરહમથી ઘર માટે ખાદ્યસામગ્રી ખરીદી. આ નિહાળીને આપે ફરમાવ્યું : તમારા માટે આ (પગભર થવુ) આ વાતથી કેટલું સારું થયું કે તમે કિયામતના દિવસે ફકીરીના કારણે ચહેરા પર ડાઘ લઈને આવત ! સવાલ કરવો માત્ર ત્રણ માણસો માટે જાઈઝ છે : (૧) છેલ્લા દરજ્જાનો મોહતાજ, (૨) અત્યંત પરેશાન કર્ઝદાર, (૩) કષ્ટપ્રદ દમવાળો.

(મિશ્કાત, કિતાબુઝ ઝકાત)

● ● ●

ખૂદ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ બાળપણમાં મક્કા મુકર્રમહમાં થોડાક સિક્કાઓના બદલે બકરીઓ ચરાવી છે. હઝરત ખદીજહ (રદિ.) તરફથી તિજારતનું કામ પણ કર્યું છે. મસ્જિદે નબવીના બાંધકામમાં પોતે શરીક થયા છે.

● ● ●

નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ગઝવ-એ-તબૂકના પ્રસંગે હઝરત મુઆઝ ઇબ્ને જબલ (રદિ.)ને મદીના મુનવ્વરહમાં પોતાના પ્રતિનિધિ (કાયમ મુકામ) તરીકે સ્થાપિત કર્યા, હઝરત મુઆઝ (રદિ.) પોતાનો સમય મુસલમાનોની ખિદમતમાં ખર્ચ કરતા હતા. પછી પોતાની જરૂરિયાત માટે લાકડીઓ કાપતા હતા. જ્યારે નબીએ

કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પાછા તશરીફ લાવ્યા તો એમના હાથોમાં એવી સખ્તી મહસૂસ કરી, જે પહેલાં મહસૂસ થતી ન હતી. એનું કારણ પૂછ્યું. જ્યારે કારણ જાણ્યું તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હઝરત મુઆઝ ઈબ્ને જબલ (રદિ.)નો હાથ ઉઠાવીને ચૂમી લીધો અને ફરમાવ્યું : આ એવો હાથ છે, જેને દોઝખની આગ કદાપિ અડકી શકશે નહિ. આ વાત હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ત્રણ વાર ફરમાવી.

એ સહાબી (રદિયલ્લાહુ અન્હુમા) નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં પોતાના એક સાથીને લઈને આવ્યા. જ્યારે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એ બંને સહાબીને એમના વિષે પૂછ્યું તો એમણે અરજ કરી : આ તો દરેક વખતે નમાઝ પઢતા રહે છે, રોઝા રાખતા રહે છે અને સતત નમાઝ પઢવા અને રોઝા રાખવાને કારણે તેમની આવી હાલત થઈ ગઈ છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પૂછ્યું : તેમના ઊંટોને કોણ ચરાવે છે ? તેમના પરિવારજનોનું ભરણપોષણ અને લાલન-પાલન કોણ કરે છે ? તેમણે અરજ કરી : અમે કરીએ છીએ. નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઇરશાદ ફરમાવ્યો : તો (વાસ્તવમાં) તમે એમનાથી વધુ ઈબાદતગુઝાર છો.

એક દિવસ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) બેઠેલા હતા. એવામાં એક બળવાન જવાન વહેલી સવારે ત્યાંથી પસાર થઇને દુકાનમાં કામ માટે દાખલ થઈ ગયો. સહાબએ કિરામ (રદિ.)એ અફસોસ વ્યક્ત કરતાં અરજ કરી કે આ માણસ આટલી વહેલી સવારે અલ્લાહની રાહમાં ઊઠયો હોત તો સારું હતું. આ વાત સાંભળીને નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : આ પ્રમાણે ન કહો, કારણ કે આ માણસ જો દુકાનમાં એ હેતુસર ગયો છે કે તે આ ઉદ્યમ દ્વારા પોતાના પરિવાર અને માં-બાપને મખ્લૂકથી બેનિયાઝ કરીને એમનું ગુજરાન ચલાવે તો પણ એ અલ્લાહના માર્ગમાં છે. અલબત્ત, ગર્વઘમંડ અને માલદારી માટે જાય છે તો એ શયતાનના માર્ગમાં છે. (કીમયાએ સઆદત)



હઝરત ઈસા (અલયહિસ્સલામ)એ એક માણસને પૂછ્યું કે તું શું કામધંધો કરે છે ? એણે ઉત્તર દીધો કે હું ઇબાદત કરું છું. પછી આપે પૂછ્યું કે પોતાનું ગુજરાન કેવી રીતે ચલાવો છો ? એણે જવાબ દીધો કે મારો એક ભાઈ છે. તે મારો જીવનનિર્વાહ ચલાવે છે. હઝરત ઇસા (અલયહિસ્સલામ)એ ફરમાવ્યું કે તારો ભાઇ તારાથી વધુ ઇબાદતગુઝાર છે. (કીમયાએ સઆદત)

હઝરત અલી (રદિ.)એ એક યહૂદી સ્ત્રી માટે કૂવામાંથી પાણી કાઢવાનું કામ કર્યું. પ્રત્યેક ડોલ એક ખજૂરના

બદલામાં ખેંચી આપતા. આ કામને કારણે એમના હાથ ફાટી ગયા હતા, જેથી તેઓ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં હાજર થયા અને પૂરો બનાવ કહી સંભળાવ્યો. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એમની તારીફ ફરમાવી અને એ ખજૂરો ખાધી.

  

હઝરત અબ્દુર્રહમાન ઈબ્ને ઔફ (રદિ.)નો સમાવેશ અશરએ મુબશશરહમાં છે. આપ મક્કહ મુકર્રમહથી હિજરત કરીને મદીનહ મુનવ્વરહ આવ્યા તો હઝરત સઅદ ઈબ્ને રબીઅહ (રદિ.)ના ઇસ્લામી ભાઇ બન્યા. હઝરત સઅદ (રદિ.)એ પોતાના મુહાજિર ભાઇની સાથે અત્યંત ઉષ્મા-ભર્યો, સ્નેહાળ, પ્રેમાળ અને ઈખ્લાસપૂર્ણ વર્તાવ કર્યો. એમણે પોતાનો માલસામાન, મિલકત અને જમીન અડધી-અડધી એમને આપી દીધી. ઉપરાંત, પોતાની એક પત્નીને તલાક આપી એમની ખિદમત માટે રજૂ કર્યાં. હઝરત અબ્દુર્રહમાન ઈબ્ને ઔફ (રદિ.) તે સમયે નિર્ધન અને કંગાળ હતા—આપ અતિ વિકટ અને કપરી પરિસ્થિતિમાંથી પસાર થઇ રહ્યા હતા. છતાં દિલ માલદાર અને બેનિયાઝ હતું. ફરમાવ્યું : સઅદ ! અલ્લાહ તઆલા તમારા માલ અને અવલાદમાં બરકત આપે, મને એની જરૂર નથી, તમે મને બજારનો માર્ગ બતાવી દો. હઝરત અબ્દુર્રહમાન ઈબ્ને ઔફ (રદિ.) એક મહેનતુ, હોશિયાર અને અમાનતદાર વેપારીની હેસિયતથી મદીનહ તય્યિબહની બજારમાં દાખલ થયા અને થોડાંક જ મહિનાઓ પછી આખી બજાર પર

છવાઈ ગયા અને એમની ગણના અત્યંત માલદાર સહાબામાં થવા માંડી.

જાતમહેનત અને પુરુષાર્થ દ્વારા ઉન્નતિ અને સમૃદ્ધિ પ્રાપ્ત કરવાની આ બેહતરીન મિસાલ છે, જે આજે પણ અમ મુસલમાનો માટે અનુકરણીય, પ્રેરણાદાયક અને માર્ગદર્શક છે.

ખરેખર, જાતમહેનત આર્થિક પ્રગતિના સોપાન સર કરવાની, સ્વાવલંબી તથા સુખમય જીવન જીવવાની અને દુનિયા તથા આખિરતની સફળતા સિદ્ધ કરવાની ગુરુચાવી છે.

સમાપ્ત

# ભીખથી કામધંધો બેહતર

લઅન યઅખુ-ઝ અહદુકુમ હબ્લહૂ, ફયઅતિ-ય બિહુઝમતિલ હતબિ અલા ઝહરિહી, ફયબીઅહા, ફયકુફ્ફુલ્લાહુ બિહા વજહહૂ, ખયરુન મિન અંય્યસ્અલન્નાસ, અઅતવહૂ અવ મનઊહૂ.

અર્થ : હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : "તે ઝાતની કસમ જેના અંકુશમાં મારો પ્રાણ છે, જો તમારા પૈકી કોઈ માણુસ રસ્સી લઈને જંગલમાં જાય, લાકડાં કાપે. પછી તે લાકડાંની ગાંઠડીને પોતાની પીઠ પર લાદી બજારમાં વેચી દે અને આ રીતે અલ્લાહ તઆલા તેની આબરૂ બચાવી લે, તો આ વાત તેના માટે ઠેકઠેકાણે ભટકીને લોકોની પાસે ભીખ માંગવા કરતાં બેહતર છે, કારણ કે ભીખ તો કદી મળે છે અને કદી મળતી નથી."

(બુખારી શરીફ)

